શ્રી ૧।.

ગૌતમાયનમઃ

# શ્રી રસિક સ્તવનાવળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા૦ હલીચંદ પુનેમચંદ.

ઠે. કુડસદ હાલ સુરતમાં

ગોપીપુરા જૈન બોર્ડીંગ.

આવૃત્તિ પહેલી પ્રત એક હજાર.

સુરત.

" શ્રી મહેશ મુદ્રાલય " નં૦ ૨૩૫ હવાડીયા ચકલા રોડ,
ગોપીપરામાં ડૉ૦ એમ૦ એમ૦ રાયજીએ છાપી.
સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.

કીંમત ૦–૧–૩.

नवीन रागोथी भरपुर.

# श्री रसीक स्तवन संग्रह.

१

## मंगलाचरण.

જય જય જય સુરપતિ જગપતિ જીનવર.
સુખકર દુઃખહરનાર. (૨)
મંગળ નામ હરનીશ જપતાં,
કર્મ હમારાં હરદમ ખપતાં; (૨)
વિનતી ઉચારી ભારી ધારી ઉર પ્રીતિ ન્યારી. (૨)
સ્તવન કરૂં સુખકાર, જય.
તિર્થંકરનું નામ ઉચ્ચરવા,
ખરા પ્રેમથી સ્મરણજ કરવા;
ગ્રન્થ નવિન આ, અલ્પમતિથી (૨)
પ્રગટ કરીને સ્નેહ ધરીને, હર્ષ ભરીને,
નમીએ, રમીએ, ગમીએ, ભમીએ, હરી જીનવર જગદાધાર. જય.
હર્ષથી, સ્નેહથી, પ્રેમથી, પ્રીતિથી,
દુર્મતિ કાપી અતિ આપો શુભમતિ અતિ;
જાણી દિનદાસ ખાસ આવોને વ્હાર. જય૦

२

( સનનનનન વરસે ફોર ફોર ) એ રાગ.

તાદ્રીં દીમ દીમ તોમ તોમ તનનન નોદરેના નાદરેના;
તનનન દરદાની, તાદ્રીં દીમ દીમ તોમ તોમ તનનન.
દ—રે—ના—આં. તાદ્રીં૦
સંભવનાથ મહારાજ કદમમેં ગાવો બજાવો,
ધુંન શું મિલાવો; ચતરંગ સંગરંગ પ્રેમ સુનાવો;

ધાંગીર ધાં ધાં તીરકીટ થા, કતાનુના તીરકીટ થા;
કતા તુમ કીટ સંભવ જીનવર સુંદર સુખકર પ્રભુ સુખ.
ધાં—આં—આં—આં—તાદીં.

૩

## ( રાગ આશાગોડી ).

માગું સદા સ્હાય તારી, અજીતજીન, માગુ૦ ટેક૦
કૃપા કરીને દાસ જનોને, આથે રાખો તમારી— અજીત૦
જુલ ચુકોની માફી દઇને, પાર પ્રભુ દો ઉતારી— અજીત૦
કર જોડીને, સંગીત મંડળી, ગાવે તમોને વારી— અજીત૦

૪

## ( ખંતેથી નમી તુને )—એ રાહ.

શોશ નામીને તુને શ્રિયાંસ નમીએ,
ભવડર પરહર, સુખકર, દુઃખ હર, સ્હાય, સ્હાય, થાય, થાય. શીશ.
અકળ તમારી ગતી, કળી શકીએ ન રતિ,
નીવારીને ચાર ગતિ, તારો શ્રી શ્રિયાંસ પતિ.
મંદ છે હમારી મતી, ભારી છે તમારી કૃતિ,
જુઓ સેવકોની પ્રતિ, પુર કૃપા દ્રષ્ટિ વતી,
કાપી, પાપો, તાપો, શ્રાપો,
અમને, મુક્તિ, દાન, આપો,
ગર્મ સુદ્ધ સર્વે સ્થાપો
જપે તમ નામ જાપો
સ્હાય સ્હાય થાય થાય.

૫

## ( ગુમાવ્યું છે આયુષ )

રટણ હું રટું રાત દિન તાહરૂં;
ધર્મ ધારવા ધર્મ મન માહરૂં;
પાપ થકી હું ડુબીઓ, ભવસાગરનીમાંય;
તારો સેવક ધારીને, પકડી મારી બાંહ્ય;

ઓળખાવો મુજને પ્રભુ ધર્મ જે રત્ન સમાન
કર્મ ભરમને ટાળીને, આપો શિવ સુખ દાન.

૬

(થયો આજે આનંદ)

થઇ શાંતિ આજ શાંતિનાથ સ્વામી.
દર્શન પામ્યા પાપો સર્વે ગમાવ્યા;
કાપો કૃપા કરી મમ ખામી, ખામી, ખામી.
આવ્યો અનંતા ભવ ભ્રમણતા કરીને
ચરણુ શરણુ ગ્રહી સ્વામી, સ્વામી, સ્વામી.

૭

(અબઘડી) એ રાહ.

નમું નમું (૨) કુંથુનાથ સ્વામી ગુણુ ગાઇ પ્રભુ શીર નામી.
છો ત્રણુ જગતના સ્વામી, જગતારક અંતરયામી;
જીન થયા ધર્મને વાવી, આભરત ભુમી દીપાવી;
તાર્યો નર નાર, ઉતાર્યા પાર, સુર કુમાર કર્મને વામી.
વીચરીને દેશ વિદેશે, બુઝવ્યા બહુ જન ઉપદેશે;
નમું આ નાથ, જોડીને હાથ, ઉગારો અનાથ, દયા દિલ લાવી;

૮

(નટવર મુખ મોરલી ધરી ધરી) રાગ.

જીનવર તુજ મુરતી ભલી ભલી;
મોર મુગટ પીતાંબર સોહીત, નમન કરૂં છું લળી લળી. જીન.
આરાધન તવ કરૂં અહોનીશ, અંતર આનંદ ધરી ધરી. જીન.
જીનરાજ તવ શરણુ ગ્રહીને, પાય પ્રભુજી પડી પડી. જીન.

૯

લેતા જાઓરે સામળીઆ બીડી પાનનકી.
બીડી પાનનકી રે દીલજાંનનકી. લેતા. ટેક.
કાથા રે ચુના લવીંગ સોપારી, વારી તેરા દીલ જાનનકી, લેતા. ૧
તાલ મૃદંગ સરણાઇ સારંગા, બાજી બની રંગ તાનનકી. લેતા. ૨

એસા વનકી કુંજગલનમેં, લાગી જરી શુભ ધ્યાનનકી. લેતા. ૩
કહે નથુ પ્રભુ ધર્મ પ્રકાશીત, હું બલિહારી કેવળ જ્ઞાનનકી. લેતા. ૪

૧૦

આય રહ્યા દીલ બાગમાં, સુન પ્યારા જીન જી, આંકણી
ચુન ચુન કલીઆ તોરે ચરણે ચઢાવું,
ગુણુ અનંતા તોરા રાગ મેં, સુન૦ ૧.
મરૂ દેવી નંદન આદિ જીનેશ્વર,
ખેલ અનંતા તોરા રાગ મેં. સુન૦ ૨.
રૂપ ચંદ કહે નાથ નિરંજન જિાવું વિક
સિત વન રાગ મેં. સુન૦ ૩.

૧૧

(આવના આવના આવનારે, શ્યામ મેરી. ગલીસેં આવના એ રાગ.)
મીલાવના મીલાવના મીલાવનારે
ગોડીજીકા દરિશન મીલાવના.
અનુભવ મેવા ભજસે પ્રભુજી,
ઉન માટે દરિશ દેખાવનારે. ગોડી૦
અંતર ગમી અંતર નરાગો,
દીયા દરીશન સુખ પાવનારે. ગોડી૦
રામ વિબુધ રહે જીન પ્રભુ, માયાશા તનકો તાપ મીટાવનારે.
ગોડી૦

૧૨

## અનિત્યતા.

### માન માયાના કરનારારે—એ રાગ

ચેતન ! કાચી કાયા ધરનારારે. જોને ભવ પ્રપંચ અસારા.
જાગી જોને તું સદ્ગુરૂ બતાયારે, જીન આજ્ઞા તણા વહનારા.
ડાભના કુંપાને ફુટીજ જાતાં, લાગે નહિ કાંઈ વારા,
કમલ પત્રપર જલ બિંદુ જ્યમ, નિશ્ચે નહિ રહેનારારે—જોને૦
ભવાભિનંદી પ્રાણીઆ જે તે, મગ્ન અતિ સંસારા,
ભવરે સાયર અતિ દુર્લભ કાચ. વિરલા પામે છે પારા રે—જોને૦

જીનપદપદ્મ શુધ્ધ સેવક પામે, ધર્મતણા જેહ સારા
કેવળ કમલા વર કર ગ્રહીને. આવાસ શિવ ગમનારારે—જીને૦

૧૩

## (સુંદર સામળીઆ) એ રાગ.

મનહર મૂર્તિ આ, નાભીનંદન તણી દીપે
જનની મારૂદેવા, નિરખી હૃદયજ છીપે—મન૦
શરદશશિસમ વદનજ નિરખો,
સંસાર સુખ વમી હેડે હરખો,
ઉત્તમ મનુષ્ય જન્મ આ સરખો,
દશ દ્રષ્ટાંતે દુર્લભ પરખો,
વિરલા કર્મને જીતે—                    મનહર૦
ભરતેશ્વરને રાજ્યે સ્થાપી,
સુરવચને દાન વરસી આપી,
દરિદ્રય દિન જંતુનાં કાપી,
ભાવ દયાજસ હૃદયે વ્યાપી,
તાર્યાં વૃંદ મહીપે—                    મનહર૦

૧૪

## સ્નેહ.

### (જપતી પ્રીતમની જપમાળ)—એ રાગ.

ડુબ્યો ભવ જળધિ મોઝાર,
મિથ્યા સ્નેહે લાગી;
જીનવર પદ સેવા મેવા, જીને તું ત્યાગી,
પામર કર્માધિન ભવ ભ્રમણે રાગી

### સાખી.

સ્નેહ અવનિમાં અર્વને નીશ્ચે રોળાવનાર;
ગૌતમ સમ પરમાત્મને, નવિથયો મૂકનાર;
લેખું શું તુજનું પ્રાણી, સંસારે રસીઆ,
મોહા માનની સંગે, અહનિંશ વળગી—પામર૦

## સાખી

મૃત્યુ વિવશ પ્રાણીઓ, ગજ મત્સ્ય ને પતંગ,
સ્નેહ બંધ થયા થકી, જાણો ભૃંગ કુરંગ.
વિણસ્યા તે સર્વે આહા! એકેંદ્રીજ રાચી
ધિક! હરખાએ, શાને તું પાંચે લાગી–પામર૦

૧૫

## (નર આજે જોયારે) એ રાગ.

જીન આજે જોયારે, એકજ મહાવીર,
સુખ કરતા દુઃખ હરતા;
જીનજ જય કર અઘહર નીરખી મન મોહ્યારે—જીન૦
અવર ધર્મને બહુ બહુ ફેંગ્યા, જૈન ધરમ જીન ક્યાંય ન પેખ્યા
જગમાં તારે પ્યારે અઘ સૌના ખોયારે..—જીન૦

૧૬

શું આંગી અજબ આ મન માની;
જુઓની જુઓની
પાપ ધુઓની ધુઓની
દુઃખ ખુઓની ખુઓની
શીદ સુઓની સુઓની
નથી ગઇ વખત આ મળવાની; શું આ. ૧

૧૭

નાચત સુરવૃંદ છંદ મંગળ ગુનગારી. આંકણી.
કુમર કુમરી કરી સંકેત, આઠ શતમીલ ભમરી દેત;
ચંદ્ર તાલ રણરણાટ ઘુઘરૂં પગ ધારી. નાચ—૧
વાજીંત્ર જીહવા મૃદંગ તાલ ધપમપ ધુધુ મકીટ ધમાલ;
રંગ, ચંગ, દંગ, દંગ, ત્રાં, ત્રાં ત્રીકતારી. નાચ—૨
તતા થેઇ થેઇ તાન લેત, સુરજ રાગ રંગ દેત;
તાન, માન, ગાન, જાન, કિટનટ ધ્રુનિ ધારી; નાચ—૩
તું જીનંદ શિશિર ચંદ, મુનિજન સજીતાર વૃંદ,
મંગળ આનંદ કંદ, જય જય શિવ ચારી; નાચ—૪
રાવણુ અષ્ટાપદ ગિરિંદ, નાચ્યો સબ સાજ સંગ;
બાંધ્યો જીનપદ ઉત્તંગ આતમહિત કારી; નાચ—૫

૧૮

નમું પદે પ્રભુ સુમતિને,
શશિ સમ શોભે છે મુખ સારૂં
એકજ શરણુ તમારૂં;
પ્રેમે ધરી દયા નિધી કાપો કુમતીને.
મેઘરાયના નંદ, ટાળો ભવોભવ ફંદ,
મતિ મારી છે મંદ, છોજી આનંદ કંદ,
તોડો કર્મના બંધ,
નૃત્ય કળા કરી જૈન બાળકો
નમે છે સેવક સંગે. પ્રેમે૦ નમું૦

૧૯

આનંદ આનંદ આજે અધીક છે
મહાવીર સ્હાયે પછી શી બીક છે. આ૦
વિદ્યા વૃક્ષ આ વાયુ પ્રયાસે,
વૃષ્ટિ વિના કરમાય;
સજ્જન આપ સ્હાયે હરનીશ, (૨).
પુર્ણ પ્રફુલિત થાય અધિક છે. આ.
પ્રથમ જ્ઞાનને દયા પછી એમ,
ભાખે શ્રી ભગવાન;
જય જય કાર થશે જગમાંહી (૨).
દીજે નવીન જ્ઞાન દાન અધિક છે. આ.

૨૦

પ્યારો લાગો મને સારો લાગે,
દરિશનમેં પ્રભુજી પ્યારો લાગે;
સોના કેરી ઝારીયાંને માંહે ભર્યાં પાણી,
ન્હાવણ કરાવું મેરા જીનજીકે અંગ,
કેશર ચંદન ભર્યાંરે કચોરા;
પુજા કરૂં મેરા પ્રભુજીકે અંગ. દ.
ધુપ ધ્યાન ઘટા અનુહદહે,
ભલી ભલી શીશ નમાવત હે; દ.
ફુલ ગુલાબકી આંગી બનીહે.

હાર પહેરાવું મેરા જીનજીકે અંગ; દે૦
આનંદઘન પ્રભુ ચલન પંથમેં,
જ્યોતિમેં જ્યોત મીલાવત હે; દે૦

૨૧

નવપદ નામ સદા લઇ સમરૂં,—
સંભવ જીનવર આજ. (૨)
હું આજ, શુભકાજ, સુખસાજ, શીરતાજ. નવ૦
નવનામ ભજે. દુ:ખ મેલ તજે;
સુખહાર સજે, જીનરાજ ભજે.
હેતેથી, સ્નેહેથી, પ્રેમથી, પ્રીતેથી,
સા......રી......રી......તે— નવ.
નાથ નિરંજન, ભવ દુ:ખ ભંજન.
હેઅભિનંદન, હું અભિવંદન,
કરૂંછું. ધરૂંછું, હર્ષ અપાર
નમીને, રમીને,
સા.........રી.........રી.........તે—નવ૦

૨૨

## પ્રાર્થના

શુભ તું કર, ભવ દુ:ખહર, ગહન તુજ ગતિ
જગત્પાલ; હે કૃપાલ, નમું હું સુમતિ—શુભતું
સુંદિર હેમ મુગટપર શોભિત મણિ,
શશિ સમાન સુરદેવના દ્વારે ધણી,
સુમતિ ધારી, બીડહારી, દુ:ખોના હણી,
ચરણે, શરણે, સ્મરણે, દુ:ખ હરતા, સુખ કરતા. મન ધરતા,
સ્તુતિ આચરી—શુભ તું.
ધરણીધર સ્નેહથકી વ્રત ઉચર્યાં
કષ્ટ કાય સહન કરી શિવ વધુ વર્યાં
કૃપા નાથ, સેવક આર્ત, પ્રેમથી હર્યાં;
તારી, પ્યારી, ધારી, હે મોરારી, કષ્ટ હારી સુખકારી;
પ્રાર્થના રતી—શુભ તું.

ઇતિ શાંતિ: શાંતિ: શાંતિ: